## ચશ્તીયા દાવત ગ્રંથ

# ખ્વાજા ગરીબ

### હિંદના પહેલા સુલતાન

લેખક અને પ્ર

પીરઝા

## મોણમીયાં માંગરો

હી. સ. ૧૩૪૪

( ગ્રંથકર્ત્તાના સર્વ હક સ્વાધિન )

પ્રત ૧૦૦૦

ા, બરાનપુરી ભાગોળ ભાઉવાળી પોળમાં આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રી. પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કીંમત ૦-૨-૦

૧૨૫ ૯૫

# બોલ.

યા અલ્લાહે લા—ખવફુન અલયહિમ
જે અલ્લાહના વલી છે તેમને કાંઇ ડર
ને શરીફ).

મને રસુલે પાક (સ૦ અ૦ વ૦ સ૦)
ખુદા અને તેના હબીબે પાક તથા
ઔલીયાઓનો દરજ્જો આવે છે
હી આપે છે કે તે એવા બુલંદ
ા ડર નથી કે તેઓ કદી ગમ-
દા પોતે આવી ખુશ ખબરી
અને તેમનું કહેવું ખુદા જરૂર
સાભળે છે. અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબનો દરજ્જો
પણ તેટલોજ મોટો છે કારણ કે તેઓ હીંદના મોટા વલી છે
એટલુંજ નહી પણ પીરાન પીર દસ્તગીર (ર૦ સ૦)ના મસીયાઇ
ભાઇ થાય છે. અને ખ્વાજા કુતબુદ્દીન, ખ્વાજા ફરીદુદ્દીન શકર ગંજ,
ખ્વાજા અલાઉદ્દીન સાબિર અને ખ્વાજા નિઝામુદ્દીન ઔલીયા (ર૦
અ૦) વિગેરે સાહેબોના મોટા પેશવા છે.

આ મહાન ઔલીયાને તમામ દુનિયાના મુસલમાનો માને છે
અને તેમની દોઆના ઇન્તેજાર રહે છે. આ તેજ મહાન બુઝુર્ગ છે
જેમની દરગાહ શરીફ ઉપર અકબર જેવા હીંદના મોટા શહેનશાહ
આગ્રાથી અજમેર શરીફ સુધી પગે ચાલીને હાજર થયા હતા.

અકબરના વખતમાં હઝરત શેખ સલીમ ચિશ્તી (રે૦ અ૦) અબુલ ફઝલ અને ફૈઝી જેવા મોટા આલમો મોજુદ હતા તોપણ તે લોકોએ અકબરને ત્યાં પગે ચાલીને જવામાં જરા પણ રોક ટોક કરી ન હોતી. કારણ કે તેઓ ખ્વાજા સાહેબનો દરજ્જો સારી રીતે સમજતા હતા. બલ્કે તેમણે પોતેજ અકબરને ત્યાં જવા સુચના કરી હતી. વળી શહેનશાહ આલમગીર (ઔરંગઝેબ) સાહેબ પણ તે મહાન બુઝુર્ગની દરગાહ શરીફ ઉપર ઝિયારત માટે જતા હતા અને તેની સાબીતી માટે તેમણે ત્યાં એક ઉમદા મસ્જીદ પણ બનાવી છે જે "મસ્જીદે આલમગીર"ના નામે ઓળખાય છે. હાલ પણ મોટા મોટા રાજકર્તાઓ તેમની દરગાહ શરીફ ઉપર હાજરી આપવામાં પોતાની સઆદતમંદી સમજે છે. જ્યારે મોટા મોટા ઔલીયાઓ આલીમો અને બાદશાહો તેમની ખીદમત કરવામાં ફખર માનતા હોય તો પછી આમ મુસલમાનોના દીલમાં તેમની બેહદ મોહબ્બત હોય એમાં કાંઈ નવાઈ જેવું નથી.

જનાબ હઝરત ખ્વાજા મોઇનુદ્દીન સાહેબ ચિશ્તી રે૦ અ૦ જે "હીંદલ વલી" "અતાએ રસૂલ"ના લકબથી મશહુર છે તેઓ મહાન હઝરત પયગમ્બર સ૦ અ૦ વ૦ સ૦ના રૂહાની ફરમાન પ્રમાણે મદીના મુનવ્વરાથી ઇસ્લામી ઝંડો લઇને ઈ૦ સ૦ ૧૧૬૫ માં હીંદુસ્તાન પધાર્યા અને તેમણે ભારે મહેનત કરી સઉથી પહેલાં ઈસ્લામનો પાયો અહીં આજથી સાતસોને સાઠ વરસ ઉપર કાયમ કર્યો. હિંદુસ્તાનમાં ઇસ્લામની દાવત લઇને આવનાર આ પહેલાજ ફતેહમંદ બુઝુર્ગ છે જેમણે લાખો માણસોને જન્નતના હકદાર બનાવ્યા છે. તેમણેજ અહીં તબલીગનું ધોરણ પદ્ધતીસર કાયમ કર્યું જેથી વેહદાનિયતની રોશની ફેલી.

અહીં બધે કુફરસ્તાન હોવાથી અંધકાર ફેલાઇ રહયો હતો પણ મહાન ખ્વાજા સાહેબે આવી ઇસ્લામનો પ્રકાશ એવો તો નાખ્યો કે જેના પ્રતાપથી આજે હીંદુસ્તાનમાં સાત કરોડ મુસલમાનોનો જબરો જથો થઇ ગયો છે. આવી ઇસ્લામની મહાન ખીદમત કરનાર બુજુર્ગ પોતાનુ ઘરબાર મુકી અરબસ્તાનથી ઠેઠ હીંદુસ્તાન સુધીનો સેંકડો માઇલનો મહા મુશ્કેલ રસ્તો પગે કાપી, અનેક મુશકેલીઓ વચ્ચે અહી આવ્યા અને પૃથ્વીરાજની જબરી રિયાસતના મુકાબલામાં અંજમેરમા જાનના જોખમે હીંમતથી રહી મહાન હઝરત પયગમ્બર સ૦ અ૦ વ૦ સ૦ના મુબારક ફરમાન પ્રમાણે ઇસ્લામનો ઝંડો બુલંદ કર્યો તે બુજુર્ગની સચ્ચાઇ અને રૂહાની-તાકત કેવી હોવી જોઇએ તેનો વિચાર કરવાનો છે. તેમણે તૌહીદનું જે બીજ વાવ્યુ હતુ તેના જબરા ફણગા ફુટયા અને તેનુ આજ એક મોટુ ઝાડ થઇને ઉભુ છે હીંદુસ્તાનમા ઇસ્લામીઓનો મોટો જથ્થો જે ઇસ્લામથી પાવન થઇ પોતાને કલમા શરીફના પ્રતાપે જન્નતનો હકદાર સમજે છે તે આ મહાન ખ્વાજાનોજ તુફેલ—પ્રતાપ છે. તેમને આપણે હીંદના દીની શહેનશાહ માનીએ છીએ તે બ્યાજબીજ છે.

તેમણે ફાકા કયા છે, દુ:ખ વેઠયુ છે, હજારો તરેહની બોલીઓ સહન કરી છે પણ આપણી પાસે કદી એક પાઇ સરખી પણ માંગી નથી. આવા પરોપકારી મહાન નરના આપણા ઉપર કેટલા બધા ઉપકાર છે તેનો આપણે વિચાર કરવાનો છે. તેઓ આજે પણ આપણી પાસે કાંઇજ માગતા નથી. તેમણે આપણી ઉપર કરેલા ઉપકારનો બદલો આપણાથી વળે એમ નથી. તોપણ આપણે આપણા ખરા અંતઃકરણનો નોહફો જે ફાનેહા દુરૂદ છે તે લઇને

તેમની સેવામાં હાજર રહીએ અને તેમની પાક રૂહને સવાબ પહોં-ચાડીએ તો તેમની રૂહ ખુશ થાય એ ઉઘાડું છે આવા મહાન બુજુર્ગની યાદગીરી જાળવવી એ તબલીગના અહીં જમાવેલા મજ-બુત પાયાની યાદગીરી જાળવી રાખવા બરાબર છે માટે જે ભાઈ-ઓથી બની શકે તેમણે વાએઝ, ખત્મે કુરઆન, મોલુદશરીફ, દુરૂદ શરીફ ફાતેહા, વિગેરેના ઉમદા તોહફાથી તેમને યાદ કરવા જોઈએ કે તેમની રૂહને સવાબ પહોંચે અને તેમણે જે અહી તબલીગનું મહાભારત કામ કરી દેખાડયું છે તે લોકોના મનમાં તાજુ રહે અને તબલીગનો જોશ લોકોમાં વધારે પેદા થાય. હરેક જણ પોતાના મદરસાઓ, મેહફિલો, અંજુમનો, લાયબ્રેરીઓ, નિશાળો વિગેરેના વરસ દહાડે જલસા કરે છે અને ગેર કોમના લોકો પણ પોતાના મહાન પુરૂ-ષોની જયંતીઓ અને ઉત્સવો કરે છે કે તેમના કામની યાદી લોકોના મનમાં તાજી રહે અને તેમણે માંડેલુ કામ જોરથી ચાલે. જ્યારે આમાં આવા ફાયદા છે તેથીજ આવા જલસાઓ થાય છે માટે ઇસ્લામી ભાઇઓએ પણ ઇસ્લામની હદમાં રહીને આ પહેલા મહાન મુબલ્લિગના કામની યાદગીરી માટે કોશીશ કરવી જોઇએ. તમામ તબલીગી અંજુમનો અને સંસ્થાઓની એ ફરજ છે કે આ હીંદુસ્તાનના પહેલા મહાન ઉપદેશક—મુબ-લ્લિગની યાદગીરી કાયમ રાખે અને તેમના ઉરસને દીવસે ફાતેહાખ્વાની કરે કે જેથી તેમની દુવાની બરકતથી એ કામ અહિં વધારે જોર પર ચાલે અને મહાન હઝરત પયગમ્બર સ૦ અ૦ વ૦ સ૦ જેમણે તે સાચા બુજુર્ગને પોતાના નાયબ બનાવી આપણે માટે ખાસ અહીં મોકલ્યા છે તેમની પવિત્ર ઇચ્છા સફળ થાય.

| | |
|---|---|
| તા. ૧૬-૧-૨૬ | ગરીબ ફકીર |
| ફરીદીયા ખાનકાહ. | લી૦ પીરઝાદા મોટામીયાં |
| મુ. માંગરોલ. | માંગરોલવાળા. |
| પ્રાંત નવસારી. | |



# ખ્વાજા ગરીબ નવાઝ.

## તેમની ટુંક હકીકત.

" તેરી હિંમ્મતસે દીન એહમદકા હિન્દમેં
આ ગયા મુઇનુદ્દીન. "

એક વખત એવો હતો કે સઘળી દુનિયા પોતાના ખરા માલિકને ભૂલી દૂર જઇ પડી હતી. કોઇએ આગને પોતાનો માલિક બનાવ્યો હતો, તો કોઇએ પત્થરને પોતાનો માલિક બનાવ્યો હતો. કોઇએ અમુક દરિયાઇ કે જંગલી જનાવરોને પોતાના માબુદ-સાચા ધણી બનાવી મૂકયા હતા તો કોઇ બહાદૂર પ્રમાણિક અને સારા વર્તનવાળા થઇ ગએલા ઇન્સાનોને ખુદા ગણવા લાગી ગયા હતા. કોઇ અલ્લાહને બેટો હોવાની માન્યતા રાખતા હતા, તો કોઇ અલ્લાહને અવતારી પુરુષ તરીકે માનતા હતા. મતલબ કેઃ—

ઝુમે મઆરેફતકા થા મુંહ ખામ અબ તક
અછુતા થા તવહીદકા જામ અબ તક

એટલે કે તે સર્વ શકિતમાન માલીકની એકતા—તવહીદને હજુ સુધી કોઇએ પૂરી રીતે ઓળખી ન હતી. આવી સ્થિતિમાં અમારા આકાએ નામદાર હઝરત મોહમ્મદ મુસ્તુફા (સ૦ અ૦)

સાહેબે તવહીદની ગર્જનાથી અરબસ્તાન ગજાવી મૂકયું. અને દેશે દેશમાં તે તવહીદનો અવાઝ જઈ પહોંચ્યો.

અઝ જમાલે તુ કઆબા શુદ કિબ્લા,
પેશ અઝીં વર્ના બૂદ બુત્ખાના.

અમારા નબીયે કરીમ (સ૦ અ૦) સાહેબે ઉપાડેલી ખીદમતનો રંગ કદિ હઝરત અબાબકર સિદ્દીકની સચ્ચાઈ અને શુધ્ધ લાગણીઓમાં જણાયો તો કદિ હઝરત ઉમર ફારૂકના ખરા અદલ ઇન્સાફમાં જણાયો. કદિ હઝરત ઉસ્માનગનીની નરમાશમાં તો કદિ હઝરત અલી શેરે ખુદાના ઉમદા વચનોમાં દેખાયો, તો કદિ હઝરત શેખ અબ્દુલ કાદિરના કલામોમાં તેનું નુરાની તેજ ઝળકયું.

કયો પ્રદેશ છે કે જેમાં તેનાં કિરણો ન પહોંચ્યા હોય? કઇ ખુમારી એવી છે કે જેમાં તેણે નીશા ન પેદા કરી હોય? કઇ શરાબ એવી છે કે જેમાં તેની કેફ પેદા ન થઇ હોય? કયો રંગ એવો છે કે જેમાં તેનો પટ ન ચઢયો હોય? આફ્રિકા, મીસર, યુરોપ વગેરે સર્વ મુલ્કોમાં તવહીદનો અવાઝ ગુંજી રહયો હતો. કોઇએ ફાકા કશીથી ભૂખે રહી તવહીદનો રંગ ફેલાવ્યો તો કોઇએ બેખુદીની કેફમાં ફેલાવ્યો. મતલબ કે દરેક ચીરાગમાં તેજ જયોત હતી. દરેક ફુલમાં તેનોજ રગ અને સુગંધ હતી. દરેક કેફમાં તેનીજ નિશા હતી. અને દરેક નીશામાં તેનીજ મસ્તી હતી. એટલે એકજ નૂર હતું જે બધે રોશની આપતું હતું, એકજ સૂર્ય હતો જે સર્વને પ્રકાશ આપતો હતો.

હિંદુસ્તાનના પ્રદેશમાં "હક હક" નો અવાઝ ગુમ થયો હતો. જેમ અંતરમાં અંધારૂં હતું તેમ બહાર પણ કોઇ સત્યની ચાણકથી

વ્યવસ્થા ચલાવનાર ધોરણ ન હતું. બેશક ઈબ્ને કાસમે ખલીફા અબ્દુલ મલિક ઇબ્ને મર્વાનના વખતમાં સિંધ ઉપર ચઢાઇ કરી દાહીર રાજાને હરાવી અમુક મુદતને માટે ઇસ્લામી ઝુંડો રોપ્યો, પરંતુ થોડો વખત જતાં અસલ સ્થિતિ પાછી કાયમ થઇ ગઇ. સુલ્તાન મહમૂદ ગીઝનવીએ કેટલાક હુમલા કર્યાં અને ફતેહ પણ મેળવી તેજ અરસામાં હઝરત અલી હીજ્વેરી પધાર્યા અને પોતાના સદાચાર તથા રૂહાની તાકતથી ઇસ્લામી ઝંડો કાયમ કરવા વિચાર કર્યો તથા હઝરત અબુશ્શકુર સલમાએ પણ પોતાના ઇલ્મો ફઝલથી પ્રયત્ન કર્યો છતાં અફસોસ કે આ બુઝુર્ગો પછી ફરી બુતપરસ્તીનો રિવાજ ચાલુ થયો. એક ચીરાગ ટુંક મુદત હમહમનો રહેતો અને અચાનક ગુલ થઇ જતો હતો. આવી હાલતમાં નુબુવતના સૂર્યનાં કિરણોથી પ્રકાશિત થએલ એક બુઝુર્ગ અંધકારમય હિંદુસ્તાન તરફ પધાર્યા. હિંદુસ્તાન જે ઘોર અંધારામાં હતું તે પ્રકાશ (તવહીદ)થી ચમકવા લાગ્યું, હિંદુસ્તાન જે નમરૂદનું અગ્નિદેવસ્થાન હતું તે ખલીલુલ્લાહ પધારતાં ગુલઝાર–બાગ બની ગયું, અથવા મુસા (અ૦ સ૦)ના અસા મુબારકથી કુફ્ર દુર થયું, અથવા કુફ્રથી ભરેલાં દિલોમાં હઝરત ઇસા (અ૦ સ૦) એ તવહીદની રૂહ ફુંકી, અથવા શયતાનના લશ્કરને હઝરત સુલયમાન ( અ૦ સ૦ ) સાહેબે હાર ખવડાવી, અથવા હઝરત રસુલે અરબી (સ૦ અ૦ ) સાહેબે ઘોર અંધકારમાં તૌહીદનું નૂર ફેલાવ્યું એમ કહીએ તો ચાલે.

દિલ વિચારમાં છે ! અને ખિયાલ પેદા થાય છે કે ઇલાહી ! આ ઇસા છે કે મુસા છે ? સુલેમાન છે કે ઇબ્રાહીમ ? નહિ નહિ. તે નથી તેમ હઝરત રસુલે અરબી (સ૦ અ૦) પણ નથી. પણ હિંદના દુ:ખીઓ માટે ખુદાવંદે કરીમે પોતાના મેહબુબને મોકલ્યા છે જેનો તેજ રંગ છે તેજ રૂપ છે અને તેજ તસવીર છે.

અચાનક અવાજ થયો કે હું રસુલનો કાસદ છું, અલી શેરે ખુદાનો લાડકવાયો ફરઝંદ છું. આફતાબે રિસાલતના આયના રૂપે છું, હું આફતાબે વીલાયત છું. હું ઇસા છું પણ ઇબ્ને મરીયમ નથી. બેશક હું ઇબ્રાહીમ છું પણ ઇબ્ને આઝર નથી. હું મુસા છું પણ ઇસ્રાઇલી નથી. હું સુલયમાન છું પણ ઇબ્ને દાઉદ નથી. હું દીનની મદદ માટે હિંદમાં આવ્યો છું. હું મુઇનુદીન છું, હું મુઇનુદીન ચીશ્તી, મુઇનુદીન અજમેરી, સંજરી, હું અતાએ રસુલ છું.

હઝરત ખ્વાજા (ર૦ અ૦) સાહેબ સંજરીસ્તાનના ઇસ્ફહાન શહેરમાં હી૦ ૫૩૭માં પેદા થયા અને સુલતાન શમ્સુદીન અલ્તમશના જમાનામાં અજમેરમાં વફાત પામ્યા. તેમની ઉમર ૯૭ વર્ષની થઇ હતી. (જુઓ ઇકતેબાસુલ અન્વાર તથા કુતુબે સયર વગેરે). હઝરત ખ્વાજા ઉસ્માન હારૂની (ર૦ અ૦) તેમના પીરો મુર્શીદ થતા હતા. હઝરત ખ્વાજા (ર૦ અ૦) પર્દે થયા ત્યારે ગુસલ દીધું તો તેમની પેશાની પર લીલા અક્ષરમાં લખ્યું હતું કે "હબીબુલ્લાહ માત ફી હુબ્બુલ્લાહ" (ખુદાનો દોસ્ત ખુદાની મોહબતમાં ઉડી ગયો). આ ફઝીલત કોઇ પણ વલીને મળી નથી. ફક્ત હઝરત ઝુન્નુન મીસ્રી [ર૦ અ૦]ને આ પ્રમાણે તેમની કબર પર થયું હતું.

હઝરત ખ્વાજા અજમેરી (ર૦ અ૦)ને આ હીંદની વીલાયત હઝરત શેખુલ મશાયખ કુત્બુલઅકતાબ સૈયદના નાસીરુદીન અબુ મોહમદ ચીશ્તી મુજાહીદથી વારસામાં મળેલી છે. મોહદીસ હયદાબાદી શફી ઉલ્ઉલ્થાન કિતાબમાં લખે છે કે અમીરે આદીલ અબુલ્હસ

સીમ મેહમુદ બીન સબકતગીને સોમનાથ ઉપર હુમલો કરવા લશ્કર રવાના કર્યું. રસ્તો ઘણો મુસીબત ભરેલો હતો. સુલતાનની મદદે જવા શેખ અબુ મોહમદ ચીશ્તીને ગેબથી ખબર આપવામાં આવી કે પોતાના ફકીરો સાથે સુલતાન તરફ જાઓ. શેખ સાહેબની આ વખતે એંસી વર્ષની ઉમર હતી. શેખ સાહેબ લડાઇની જગ્યાએ પહોંચી મુશરીકો સાથે જાતે જીહાદ કરતા હતા. મુશરીકોનું લશ્કર જબરૂં હતુ. સરોવરના મુકાબલામાં પાણીના એક ટીપા બરાબર મુસલમાનોનું લશ્કર હતું. એટલે મુસલમાનોની હાર થવાનો વખત નજીક આવી લાગ્યો હતો.

શેખ મૌસુફનો કાકુ નામનો એક મુરીદ ચીશ્તમાં રહેતો હતો. આ જગ્યા અને ચીશ્ત વચ્ચે મહીનાઓનો રસ્તો હતો. શેખ સાહેબે ફરમાવ્યું કે "કાકુ દર્યાબ." તરતજ માલુમ પડયું કે કાકુ પોતાના શેખની પાસે મોજુદ છે અને લડી રહેલ છે આ લડાઇમાં સોમનાથ ઉપર ફતેહ થઇ. પચાસ હજાર મુશરીકો કતલ થયા અને વીસ હજાર ઇસ્લામમાં આવ્યા.

ચીશ્તના લોકોએ કાકુને ચકકીના પત્થર દરવાજા ઉપર મારતાં જોઇ પૂછ્યું કે આ પ્રમાણે કેમ કરો છો? તો જણાવ્યું કે સોમનાથ ઉપર મુસલમાનોની ચઢાઈ છે ત્યાં મદદ કરૂં છું. આખરે તે પ્રમાણેજ બન્યું. (આ બનાવ મૌલાના આરીફ રબ્બાની જામીએ નફહાતુલઉન્સમાં ૩૫૫ મા પાને લખ્યો છે)

હઝરત ઉસ્માન હારૂની (ર૦ અ૦) હઝરત ખ્વાજા મુઇનુદ્દીનને પોતાની સાથે મદીના શરીફ રોઝા મુબારક પર લઈ ગયા, અને ફરમાવ્યું કે બેટા! રસુલુલ્લાહ (સ૦ અ૦) ને સલામ કર!

 

હઝરત ખ્વાજા ગરીબ નવાઝે સલામ કરી કે 'અસ્સલામો અલયકા યા રસુલુલ્લાહ (સ૦ અ૦)". તો સરવરે કાયનાત રસુલુલ્લાહ (સ૦ અ૦) સાહેબે અંદરથી ફર્માવ્યું કે "વાઆલયકો મુસ્સલામ યા કુત્બુલ્મશાયખ વ સાહેબુલ વીલાયતે હિન્દ."

હઝરત ખ્વાજા (ર૦ અ૦) સાહેબ જ્યારે વીલાયત લીધા પછી હિંદ પધાર્યા તો થોડા દિવસ દિલ્હીમાં રહી પછી અજમેર પધાર્યા. આપ ચીસ્તી તરીકા મુજબ રિયાઝત તથા ઇબાદત કરતા હતા. દુન્યાદારો સાથે વાત કરતા નહતા. આ વખતે ત્યાં પૃથ્વીરાજ ચોહાણ રાજા રાજ્ય કરતો હતો. ખ્વાજા સાહેબના એક મુરીદે રાજાએ પોતાને ઘણી તકલીફ દીધી એવી ખ્વાજા સાહેબને ફિર્યાદ કરી તો ખ્વાજા સાહેબે રાજા ઉપર કાગળ લખ્યો કે હવે પછી અમારા કોઇ મુરીદને તકલીફ આપશો નહીં કમનસીબ રાજા પૃથ્વી રાજે ખ્વાજા સાહેબના હુકમ ઉપર ધ્યાન ન આપ્યું અને કહ્યું કે જ્યારથી આ ફકીર શહેરમાં આવેલ છે ત્યારથી ગેબની–ભવિષ્યની ખબર આપ્યા કરે છે પણ તેની અમને પરવા નથી. ખ્વાજા સાહેબને પોતાની ભલામણ કબુલ ન કરવાની તથા રાજાના આ પ્રમાણેના બકવાસની ખબર પડી તો ફર્માંયું કે "અમે પૃથ્વીરાજને જીવતો પકડીને ઇસ્લામી લશ્કરના હવાલે કરી દીધો."

સુલ્તાન મોઇઝુદ્દીન જે સુલ્તાન શહાબુદ્દીન ઘોરીના નામથી ઓળખાય છે તે અચાનક ચઢી આવ્યો. અને તેણે પૃથ્વીરાજને જીવતો પકડી કતલ કર્યો. આ પ્રમાણે હિંદુસ્તાનમાં હઝરત ખ્વાજા સાહેબની બરકતથી ઇસ્લામી સલતનત કાયમ થઇ. હઝરત ખ્વાજા મુઇનુદ્દીન (ર૦ અ૦) ફર્માવે છે કે હું મારા પીર હઝરત શેખ

ખ્વાજા ઉસ્માન હારૂની (ર૦ અ૦) ની ખીદમતમાં હાજર થયો. મેં આપના દૌલતખાનાને બોસો દીધો તો આપે ફર્માવ્યું કે બે રકાઅત નમાઝ પઢો. નમાઝ પઢયા બાદ ફર્માવ્યું કે કિબલા તરફ મોં કરી " સુરએ બકર " પઢો. પછી વીસ વખત દુરૂદ શરીફ પઢી રહયો તો ઉભા થયા. આસમાન તરફ જોઇ મારો હાથ પકડી ફર્માવ્યું કે જા મેં તને અલ્લાહ સુધી પહોંચાડી દીધો. મારે માથે કાતર ફેરવી અને ટોપી પહેરાવી અને બીજો લીબાસ બક્ષીસ કર્યો. પછી મને બેસવાની રજા આપી ફર્માવ્યું કે અમારા સીલસી· લામાં એક રાત દિવસનો મુજાહેદો માઆરેફત ( બ્રહ્મજ્ઞાન ) હાસીલ કરવા માટે બસ છે, માટે એક રાત દિવસ ઇબાદતમાં મશગુલ રહો. હું હુકમ મુજબ અમલ કરી બીજે દિવસે ખીદમતમાં હાજર થયો તો મને બેસાડી હઝાર વખત " સુરએ ઇખલાસ " ( કુલ હોવલ્લાહ ) પઢવા ફર્માવ્યું. ત્યાર બાદ આસમાન તરફ જોવા ફર્માવ્યું. મેં આસમાન તરફ જોયું તો મને પૂછયું કે શું જુઓ છો ? મેં અર્જ કરી કે અર્શે અઝીમ જોઇ રહયો છું. પછી જમીન તરફ જોવા ફર્માવ્યું. મેં તે પ્રમાણે કર્યું તો ફર્માવ્યું કે શું જુઓ છો ? મેં કહ્યું કે પાતાળ સુધી જોઇ શકું છું. ફરી " સુરએ ઇખ્લાસ" હજાર વખત પઢવા ફર્માવ્યુ. તે પ્રમાણે કર્યા બાદ પૂછયું કે હવે શું જુઓ છો ? મેં કહ્યું કે અઝમતે કિબ્રયાઇના પરદા સુધી જોઇ શકુ છું. ફરી બંને આંખો બંધ કરાવી અને પછી ખોલાવી ફર્માવ્યું કે શું જુઓ છો ? મેં કહ્યું કે આપની આંગળીઓ વચ્ચે સઘળી દુનિયાનો એહવાલ જોઇ શકું છું. આપે ફર્માવ્યું કે જા તારૂં કામ થઇ ચૂકયું. ત્યાં આગળ એક ઇંટ હતી, તે ઇંટ મને

ઉખેડવાને ફર્માન થયુ. મેં તે ઉખેડી તો તેની નીચે દિનાર (સિક્કા) હતા. તે દિનાર ખયરાત કરવાને મને હુકમ કર્યો. પછી મને પોતાની પાસે રહેવાને ફર્માન કર્યું.

હઝરત ખ્વાજા (૨૦ અ૦) જયારે અજમેર પહોંચ્યા ત્યારે જયાં રાજાના ઉંટ બેસતાં હતાં તે જગોએ મુકામ કર્યો. રાતે જયારે ઉંટ ત્યાં આવ્યાં ત્યારે ઉંટોના રખવાળે હઝરત ખ્વાજા સાહેબને પોતાના ખાદીમો સાથે ત્યાંથી જતા રહેવાને જણાવ્યું. હઝરત ખ્વાજા સાહેબે ફર્માવ્યું કે અમો તો અહીંઆંથી બીજી જગ્યાએ ચાલ્યા જઇશું પણ અલ્લાહ ચાહશે ત્યાં સુધી ઉટ અહીંઆં બેસશે. આ પ્રમાણે કહી અનાસાગર તલાવ કે જેની આજુ બાજુ મુશરિકોની મૂર્તિઓ હતી ત્યાં પોતાના ખાદીમો સાથે હઝરત ખ્વાજા સાહેબે પડાવ નાખ્યો.

સાવાર થતાં ઉંટવાળા ઉંટો પાસે ગયા તો ઉંટો જરા પણ હાલી શકતાં ન હતાં. તેઓ સમજી ગયા કે આપણે પેલા મુસલમાન ફકીરને બેઅદબી કરી કાઢી મૂકયો તેનું આ પરિણામ છે. ઉંટના રખેવાળ હઝરત ખ્વાજા સાહેબ પાસે જઇ કાલાવાલા કરવા લાગ્યા તો તેમના ઉપર રહેમ આવવાથી ખ્વાજા સાહેબે ફર્માવ્યું કે જાવ હવે ખુદા તરફથી હુકમ થઇ ગયો છે કે ઉંટ કેદમાંથી છુટાં થશે. રખેવાળ ઉંટો પાસે આવી જુએ છે તો પ્રથમ માફક ઉંટ પોતાના પગપર ટટાર ઉભાં છે.

આ કરામત મશહુર થઇ ગઇ પણ તેથી બુતપરસ્તોનાં દીલ બળી ઉઠ્યાં. બધાએ એકઠા થઇ અજમેરના રાજાને વિનંતિ કરી કે આ ફકીરને તેના સાથીઓ સાથે શહેરમાંથી દુર કરવો જોઇએ.

રાજાએ તેમનુ કહ્યું માની પોતાના યોદ્ધાઓને હુકમ આપ્યો કે જાવ તે ફકીરને શહેરથી કાઢી મૂકો. આ લોકો એકઠા થઇ હઝરત ખ્વાજા સાહેબ પાસે આવ્યા. હઝરત ખ્વાજા સાહેબે "આયતુલ્કુર્સી" પઢી માટી તેઓ તરફ ફેંકી જે તેમના ચહેરા ઉપર પડતાં મુરદા માફક બેહોશ થઇ ઢળી પડયા. અને હોશ આવતાં નાઉમેદ થઇ પાછા ગયા.

એક વખત આ લોકોએ પોતાનો ગુરૂ રામ દેવ મહંત કે જે ઘણું જાદુ જાણતો હતો તેની પાસે જઇ હઝરત ખ્વાજા સાહેબને તકલીફ દેવા ઉશ્કેર્યો આ લોકો એકઠા થઇ હઝરત ખ્વાજા સાહેબ સામે આવ્યા તો ખુદા તઆલાએ તેમને એવી દહેશત દીધી કે તેમનાં શરીર કંપી ઉઠયાં. મહંત રામ દેવના દિલમાં હિદાયતનું નૂર ચમકયું. તે મુસલમાન થયો અને મુસલમાનોની તરફેણમાં આવી લડવા લાગ્યો. હઝરત ખ્વાજા સાહેબે રામ દેવ મહંતની આવી ઇસ્લામી ખીદમત જોઇ એક પ્યાલો તેને આપી એકદમ પી જવાને ફર્માવ્યું. પ્યાલો પીતાં રામદેવ મહતનું દિલ પાક થઇ ગયું. હઝરત ખ્વાજા સાહેબે તેનું નામ "શાદી દેવ" પાડયું.

આ કરામત જોઇ બુતપરસ્તોની આગ વધુ ભડકી. તેઓ વિચારવા લાગ્યા કે આ ફકીર કોઇ મહાન જાદુગર છે માટે તેના મુકાબલામાં મોટા જાદુગરને લાવવો જોઇએ. તેઓએ એક પ્રખ્યાત જોગી કે જે "જયપાલ" નામે મશહૂર જાદુગર હતો તેને બોલાવ્યો. આ જોગી પોતાના ચેલાઓ કે જે જાદુમાં પ્રવીણ હતા અને જેમની સંખ્યા દોઢ હઝારની હતી તેમને લઇને નીકળ્યો. હઝરત ખ્વાજા સાહેબે પોતાની ચો તરફ લીટો ખેંચી ફર્માવ્યું કે ઇન્શા અલ્લાહ કોઇ જાદુગર લીટાની અંદર આવી શકશે નહિ. અને અલ્લાહની કુદરતથી

એમજ બન્યું. જો કોઈ એ લીટાની હદ ઓળંગી આગળ આવતું કે તે બેહોશ થઈ ભોંય પર પડતુ.

આથી જયપાલ જોગીને જોશ આવ્યો. તે પોતાની પાસે જે હરણના ચામડાની ખાલ હતી તે ઉપર બેસી લોકોને પોતાનું જાદુ દેખાડવા આસમાન તરફ ઉડવા લાગ્યો. આ જોઇ હઝરત ખ્વાજા સાહેબે પોતાનાં ખાસડા–જુતાને હુકમ કર્યો કે જોગીની પાછળ જાવ અને તેના માથા ઉપર મારતાં મારતાં તેને આસમાનથી ઝમીન તરફ ઉંધે માથે નાખી મારી આગળ રજુ કરો. હુકમ પ્રમાણે જુતી ( પગરખા ) એ જયપાલ જોગીને માથામાં મારતાં મારતાં હઝરત ખ્વાજા સાહેબ પાસે હાઝર કર્યો.* જયપાલ જોગી આ કરામત જોઇ સાચા દીલથી કલમો પઢી મુસલમાન થયો જયપાલ ઇસ્લામથી પાક થઇ હઝરત ખ્વાજા સાહેબના મુબારક હાથ પર તોબા કરવા લાગ્યો અને અરજ કરી કે મારી ઉમર લાંબી થાય. હઝરત ખ્વાજા સાહેબે તેની લાંબી ઝીંદગી માટે દુઆ કરી તો અલ્લાહ તઆલાએ તે કબુલ કરી. આપે જયપાલને ફર્માવ્યું કે તું કયામત સુધી જીવતો રહીશ પરંતુ લોકોની નઝરથી છુપો રહીશ.

એક દિવસ હઝરત ખ્વાજા સાહેબે ફર્માવ્યું કે હવે હું થોડા દિવસમાં આ ફાની દુન્યાથી કુચ કરવાનો છું. પોતાના ખાદિમ શેખ અલી સંજરીને હુકમ કર્યો કે શેખ કુતબુદ્દીન માટે ખીલાફતની સનદ લખો કે જેથી તે દિલ્હી ચાલ્યા જાય. મે તેમને ખલીફા મુકરર કરેલ

---

* આવા ચમત્કારો મહાત્માઓ કરી શકે છે એમ સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ પોતાના પુસ્તકોમાં જણાવે છે. આખું અનાસાગર તલાવ એક પીયાલો ભરવાથી ખાલી થઇ ગયું હતું એ પણ ખ્વાજા સાહેબની એક કરામત હતી.

છે. ખ્વાજા કુતુબ સાહેબ "દલીલુલઆરેફીન"માં જણાવે છે કે મને પાસે બોલાવી પોતાના માથેથી અમામો અને ટોપી ઉતારી મારે માથે મૂકી અને હઝરત ખ્વાજા ઉસ્માન હારૂની (૨૦ અ૦)નો આસો મને આપ્યો અને પોતાનો ઝભ્ભો મને પહેરાવ્યો. કુર્આન શરીફ મુસલ્લો અને નઆલેન શરીફ (પગરખા) પણ મને આપી ફર્માવ્યું કે આ રસુલુલ્લાહ (સ૦ અ૦) ની અમાનત છે જે અમને ચીસ્તી મશાયખોથી મળેલ છે. અમોએ એ અમાનતનો હક અદા કીધો છે તે પ્રમાણે તમો પણ અદા કરશો. પછી મારે માટે દુઆ ફર્માવી મને વિદાય કર્યો. હઝરત ખ્વાજા કુત્બુદ્દીન (૨૦ અ૦)જણાવે છે કે મને દિલ્હી પહોંચ્યે ચાલીસ દિવસ થયા કે હઝરત ખ્વાજા (૨૦ અ૦)ની વફાત શરીફની ખબર મળી. હીજરી સન ૬૩૩ માહે રજબની તારીખ ૬ને સોમવારે આ ફાની દુન્યાથી મોત રૂપી પૂલ પરથી પસાર થઇ પોતે ખુદા તઆલાની મુલાકાતે ગયા.

હઝરત ખ્વાજા મુઇનુદ્દીન (૨૦ અ૦) સંબંધી હઝરત ખ્વાજા કુત્બુદ્દીન (૨૦ અ૦) ફર્માવે છે કે :–

હું વીસ વરસ સુધી હઝરત ખ્વાજા અજમેરી (૨૦ અ૦) ની ખીદમતમાં રહયો પણ પોતે કદી કોઇની ઉપર ગુસ્સે થયા નથી. મકકા શરીફમાં પોતે હતા ત્યારે દરરોજ ઇશાની નમાઝ બાદ ખાનએ કઆબામાં પધારતા અને સવાર થતાં પાછા આવતા હતા. જે માણસ તેમની પાસે ત્રણ દિવસ રહેતો તેનથી કરામતો ઝાહેર થતી હતી અને મુશરિકો જે અર્ચાબાની વાત જાણતા અને કરી દેખાડતા હતા તે ભૂલી જતા હતા.

પોતે દુવામાં ફર્માવ્યું છે કે જ્યાં સુધી હું પોતાના મુરીદો અને સીલસીલાના લોકોને જન્નતમાં લઇ જઇશ નહિ ત્યાં સુધી જન્નતમાં દાખલ થઇશ નહિ.

બુગદાદમાં સાત ઇરાની ગૃહસ્થ મુજાહેદો (ભક્તી) કરતા હતા. જ્યારે તે હઝરત ખ્વાજા સાહેબની મુલાકાતથી ભાગ્યશાળી થયા તો પોતે ફર્માવ્યું કે તમો અક્કલમંદ થઇને આગની પૂજા શામાટે કરો છો! તેમણે અર્ઝ કરી કે અમને કયામતને દિવસે આગ જલાવે નહિ તેટલા માટે પૂજીએ છીએ પોતે ફર્માવ્યું કે તમો અલ્લાહની ઇબાદત કરો કે તે તમને કયામતમાં આગથી બચાવશે. ઇરાનીઓએ કહ્યું કે તમો ખુદાને પૂજો છો તો જો આગ તમને જલાવે નહિ તો અમો ઇમાન લાવીએ. હઝરત ખ્વાજા સાહેબે ફર્માવ્યું કે મને આગ જલાવે એ વાત તો બાજુ પર રહી પણ મારા જુતાને પણ આગ જલાવી શકતી નથી. પેલા લોકોએ પરીક્ષા કરવા માટે હઝરત ખ્વાજા સાહેબના જુતાને આગમા નાખી આગને ખૂબ તેજ કરી પણ ખુદાના ફઝલથી આગ કાઇ અસર કરી શકી નહિ આ બનાવથી ઇરાનીઓએ ઇસ્લામ કબુલ કર્યો અને ખાજા સાહેબના પ્રતાપે તેઓ વલી થઇ ગયા.

હઝરત ખ્વાજા (ર૦ અ૦) ફર્માવે છે કે:—

આશીકનુ દીલ ઇશ્કની આગની ભટ્ટી છે. જે કાંઇ તેમાં દાખલ થાય છે તે ભષ્મ થાય છે. મહોબ્બતની આગથી વધુ તેજ અને બાળનારી બીજી કોઇ આગ નથી. જ્યાં સુધી નદીઓ જુદી જુદી વહેતી હોય છે ત્યાં સુધી અવાજ સંભળાય છે પણ જ્યારે એક બીજાનું પાણી સેળભેળ થઇ દરિયામાં મલી જાય છે ત્યારે અવાજ સંભળાતો નથી તે પ્રમાણે તાલીબે હક ખુદાની સાથે મહોબ્બત કરનાર બની જાય છે તો તેને ફરયાદ કરવાનું રહેતું નથી.

જે માણસમાં આ ત્રણ ગુણો હોય છે તેનાથી અલ્લાહ ખુશ રહે છે. સમુદ્ર જેમ બધાને ફાયદો આપે છે અને જેને જોઇએ તે તેમાંથી પાણી લે છે તે પ્રમાણેની બહાદૂરી બીજું સુરજ જેમ દરેક જગ્યાએ પોતાની રોશની પહોંચાડે છે તે પ્રમાણેની મહેરબાની. ત્રીજું ઝમીનની માફક નરમાશ

નેક માણસની સોહબત નેક કામથી બેહતર છે અને બુરાની સોબત બુરા કામથી પણ બદતર છે

એક મુસલમાન ભાઇને બરબાદ કરવાથી જે નુકસાન થાય છે તેટલું નુકસાન બીજા ગુન્હામા નથી. દુન્યાથી દૂર રહેવું એ અલ્લાહ તઆલાની મહોબતની નિશાની છે. મારા મુર્શીદ હઝરત ખ્વાજા ઉસ્માન હારૂની (ર૦ અ૦) ફર્માવતા હતા કે મુસલમાન બદો ત્રણ ચીઝથી પ્યાર રાખે છે. પ્રથમ ફકીરી અને ફાકો કરવો, બીજું બીમારી, અને ત્રીજું મોત.

નમાઝ એ મુસલમાનની મેરાજ છે. તેમાં જે પ્રમાણે વધુ હુઝુરી હશે તે પ્રમાણે તે ખુદાથી વધુ નજીક થશે.

મોત એ એક પૂલ સમાન છે જેના ઉપરથી દોસ્ત દોસ્તની તરફ જાય છે કબ્રસ્તાનમાં કોઇ ચીઝ ખાવી કે પીવી એ કઠણ દીલની નીશાની છે કમનસીબીની નિશાની એ છે કે ગુનોહ કરી કબુલીયતની ઉમેદ રાખે તથા ગુનાહને હલકો સમજે.

માબાપની ખિદમત એ ખુદાને ખુશ કરવા સમાન છે.

આજ હઝરત ખ્વાજા સાહેબ છે જેમણે હીંદુસ્તાનમાં ઇસ્લામનો ઝંડો સઉથી પહેલાં ચડાવ્યો છે અને હીંદુસ્તાનને

તૌહીદની રોશનીથી રોશન કરી દીધું છે જેની બરકતથી આજ અહીં સાત કરોડ મુસલમાનો નજરે પડે છે આ મહાન બુઝુર્ગેજ હીંદુસ્તાનમાંથી કુફરની જડ ઉખેડી નાખી સાત કરોડને જન્નતના ખરા હકદાર બનાવી દીધા છે આ મહાન બુઝુર્ગ માટે જેટલું બની શકે તેટલું સવાબનું કામ કરી તેમની રૂહ મુબારકને સવાબ પહોંચાડે તેટલો ઓછો છે. તેમનો ઉરસ રજબ મહીનાની પહેલી તારીખથી છઠ્ઠી તારીખ સુધી થાય છે જે સર્વે ભાઇઓ જાણે છે.

તેમની શાનમાં કસીદો.

# સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.

પીરાં કે પીર વલીયોં કે વલી. સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ,
આગાહ રૂમુઝે ખફીએ જલી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ
અય ઇબ્ને જનાબે હુસયનો હસન, અય કુર્રતે અયને રસુલે
ઝમન,
અય રાહતે જાને જનાબે અલી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.
કિસ ગીન્તીમેં હયેં ઝયદો બકર, શાહોંકે ભી ઝુકતે હયેં સર,
કયા શાન હયે તેરી ચોખટકી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.
કુછ જાનકે તુમ્કો આયાહું, કયા કયા ન ઉમીદેં લાયાહું,
લિલ્લાહ ન તોડો આસ મેરી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.
સુનતાહું તુ વોહ દાતા હયે, જો માંગે સાઇલ પાતા હયે,

મેરી ભી મુરાદેં હો પૂરી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.
એક જામ પીલા કર બેહરે ખુદા, મુજકો ભી અપના રીંદ બના,
મયખાન્એ ઇરફાંકે સાકી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.
એક ઓર ભી અર્ઝ હય તુમ્સે શહા, અજમેરમેં ફીર આના હોમેરા, ફીર ખાક મીલે ઇન કુચુંકી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.
"હાફીઝ" કબ ઇસ્કે કાબીલ થા, ઇસ દરપે જો ઉસ્કો બાર મીલા,
હય બંદા નવાઝી હઝરત કી, સુલ્તાનુલ્હીંદ ગરીબ નવાઝ.

---

# બીજો કસીદો.

---

અય માહિરે રાઝે ખુદાએ જહાં, સુલ્તાનુલ હીંદ ગરીબ નવાઝ,
અય વાકિફે સીરેં નિહાં વ અયાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.
તેરા વસ્ફ કરૂં યે તાબ કહાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ,
તૌસીફ તેરી ઓર મેરી ઝબાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.
તુમ મસ્દરે રેહમતે બારી હો, તુમ મઝહરે લુત્ફે ઇલાહી હો,
તુમ મલ્જાએ આલમીયાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.
તેરી શાન હે ખલ્કમેં ફૈલી હુઇ, તેરી ઝાત હે ઝાતે અલીઓ નબી,
તેરા ફૈયઝ હે ફયઝે શહે જીલાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.
ન મેં શાઇકે હુરો ગીલ્માં હું, ન મેં તાલિબે દીદે હસીના હું,

અલબત્તા હુઝુરકા હું ખ્વાહાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.
કર મેહરે ખુદા ઇમ્દાદ મેરી, ગમ દુર હો દેખુ શીકલે નબી
હે સબ યે તેરે લુત્ફો એહસાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.
અજમેરમે અબ તો બુલાલો મુઝે, રૂખે પાક ખુદારા દીખાદો મુઝે,
તેરે હિજમે નોબત આઇ બજાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.
સદ શુક્ર કે તેરી હુઝુરી હુઇ, "મેહબુબ"કી આરઝુ પુરી હુઇ,
મુદતસે થા દીલમે યેહી અરમાં, સુલ્તાનુલ હિંદ ગરીબ નવાઝ.

# તબલીગની યાદગાર ઉરસ છે.

ખુદા તઆલાએ દીને ઇસ્લામ કામિલ-સંપૂર્ણ કરી નાખ્યું એટલે તેણે પયગમ્બરો, રસુલો, અને નબીઓ મોકલવાનો દરવાજો પણ બધ કરી દીધો અને મહાન હઝરત મોહમદ સ૦ ને છેલ્લા પયગમ્બરની મહોર લગાવી દીધી. દીનને માટે હવે કોઇ પયગમ્બરની જરૂર રહી નહીં પણ દીનની તબલીગ (બોધ) માટે ઓલીયાઓની જરૂર બાકી રહી અને તે પ્રમાણે તેણે પેદા કીધા. આ ઓલીયાઓની અરવાહો કામિલ હોય છે કારણકે તેમણે રાઝે અઝલના દિવસે ખુદાના ફરમાન ઉપર "લબ્બેક" પુકારેલી છે.

આવા વલીઓને તેણે પોતાના દીનની તબલીગ માટે પેદા કીધા અને તેમની મારફત તેણે તે કામ ઉમદા રીતે કરાવ્યું. આ મહાન તબલીગ કરનારા સોહેબો કાંઇ આપણા જેવા સાધારણ ન હોતા. પણ આ દુનિયામાં જીવતે જીવત મરીને (પોતાના નફસને મારીને) અમર

પદને પામેલા હતા. અને તેથીજ તેઓ અમરા યાદગારી પાછળ મુકી ગયા છે.

ઇં સઆદત બ-ઝોરે બાઝુ નેસ્ત
તા ન બખશદ ખુદાએ બખશન્દા.

અર્થ–આ સઆદત કાંઇ પોતાના કાબુની વાત નથી. તેતો ખુદા બક્ષે ત્યારેજ કાળી શકે છે.

ખુદા તઆલા આવા તેના આશકોને ખાસ તાકત આપે છે અને તેમનું કહેવું તેને સાંભળવું પડે છે. બલકે તેમના બોલ અલ્લાહના બોલ થઇ જાય છે.

મૌલાના રૂમ સાહેબ પોતાની મસ્નવી શરીફમાં ફરમાવે છે કેઃ–

ગુફ્તએ ઊ ગુફ્તએ અલ્લાહ બુવદ
ગર્ચે અઝ હલ્કૂમે અબ્દુલ્લાહ બુવદ.

અર્થ-તે જે કાંઇ બોલે છે તે અલ્લાહનાજ બોલ છે જો કે તે અલ્લાહના બંદાના મુખમાથી નીકળે છે.

વળી એક બુઝુર્ગે કહ્યુ છે કેઃ—

મરદાને ખુદા ખુદા ન બાશદ
લેકિન અઝ ખુદા જુદા ન બાશદ.

અર્થ–ખુદાના આશકો ખુદા નથી તો પણ તે ખુદાથી જુદા પણ નથી.

જે લોકોના બોલ અલ્લાહનાજ બોલ હોય અને જે અલ્લાહથી જુદા ન હોય તેવા બુઝુર્ગોએ દુનિયાને ફેઝ પહોચાડવા જે જાનતોડ

મેહનત કરી અને પોતાની ઝાતને ખપાવી દીધી તેમની યાદગાર ખુદા કરાવે તોજ થઇ શકે છે. કરોડો માણુસ મરી ગયા છે અને મરતા જાય છે પણ તેમની કબર કયાં છે તે પણ કોઇ જાણાતું નથી. મોટા મોટા બાદશાહોના મકબરા બનેલા છે પણ ત્યાં તે ઇમારતો જોવાના ખીયાલ સિવાય બીજા કેઇપણ ખીયાલથી લોકો જતા નથી એટલે તેમના મકબરાઓની હસ્તી નહીં જેવી જ છે. કારણકે તેમને કોઇ પુછતું પણ નથી. ઓલીયાઓ પોતાથી જીંદગીમાં ફાકા કરે છે અને તકલીફમા દહાડા કહાડે છે પણ તેમના તબલીગી કામ એવા હોય છે કે ખુદા તેમની યાદગાર તેમના ગુજરવા પછી પણ કાયમ રખાવે છે. અને તેનુંજ નામ ઉરસ છે. ખ્વાજા સાહેબને આ દુનિયાથી ઉઠવાને લગભગ સાડી સાતસો વરસ થયાં છે તો પણ તેમની યાદગાર આજ સુધી જેવી ને તેવી કાયમ છે. બલકે તેમાં રોજને રોજ વધારો થતો જાય છે. ભલે કોઇ તેમને ન માને અને તેમની ઝિયારત કરવા ન જાય પણ તેથી તેમની શાનમાં કાંઇ પણ કમી થવાની નથી, તેમ તેમની શાહેનશાહત પણ કોઇથી ટુટી શકવાની નથી. લોર્ડ કર્ઝન જે હીંદુસ્તાનમાં વાઇસરોય હતો અને જે ઘણોજ કાબેલ ગણાતો હતો તેણે ખ્વાજા સાહેબ માટે લખ્યુ છે કે "હીંદુસ્તાનમા એક કબર વળા પોતાની કબરમાં રહીને હીંદના જીગર પર હુકમત કરે છે" તે ખરૂંજ છે. લોકોની લાગણી આ શાહેનશાહ તરફ કેવી ધાડી છે તે પોતાની નજરે જોઇનેજ તેણે આ લખેલુ છે કરોડો લોકો તેમને માને છે અને તેમની યાદગીરી કાયમ રાખવા દર સાલ તેમનો ઉરસ કરે છે ઘણા અજમેર શરીફ જાય છે અને જે ત્યાં જઇ શકતા નથી તે પોતાના ઘેર રહીને પણ (રજબ મહીનાની) છઠ્ઠીના દીવસે ફાતેહા

વિગેરેથી તેમની યાદગીરી કાયમ રાખે છે. આવા ઉરસ કરવા અને ફાતેહા વિગેરેથી તેમની અરવાહને ખુશ કરવી એને કાંઇ ઇસ્લામ મના કરતો નથી કારણકે તે દુરસ્ત હોવા વિશેની સાબીતીઓ ઘણી કિતાબોમાં મોજુદ છે.

ઉર્સ માટે હાજી ઇમદાદુલ્લાહ સાહેબ જે દેવબંદી આલેમોના મોટા પીર છે તેમણે પોતાની "શમાએમે ઇમદાદીઆ" કિતાબમાં ૧૩૦ માં પાને લખ્યું છે. કે "જ્યારે મુન્કર નકીર ફરિશ્તા) કબરમાં સવાલ પુછવા આવે છે ત્યારે જે ખુદાના આશક હોય છે તેમને તેઓ કહે છે કે 'નવી દુલ્હન માફક આરામ કરો" (નુમ કનઓ મતિલ ઉરૂસ)[1] અને આ હદીસ ઉપરથી ઉરસ શબ્દ નીકળેલો છે. કદી કોઇ તે દિવસનો ખીયાલ રાખે અને તે દહાડે ઉરસ કરે તો તેમાં કયો ગુન્હો લાગુ પડી જાય છે? વિગેરે હાજી સાહેબે લખેલું છે.

ઉરસ કરવા વિશે આવી ચોખી દલીલો હોવાથી બુજુર્ગોના ઉરસો શરૂ થએલા છે. હઝરત નિઝામુદ્દીન ઔલીયા મેહબુબે ઇલાહી સાહેબ પોતાના પીર હઝરત બાબા ફરીદ શકરગંજ સાહેબનો ઉરસ મોટી શાનો શૌકતથી કરતા હતા એ વાતો કિતાબોથી સાબિત છે

---

૧ હાજી સાહેબે "ફેસલએ હફ્ત મસાએલ" નામની પોતાની કિતાબમાં એ વિશે ખુલાસો કરતા લખ્યું છે કે 'ઉરસ શબ્દ આ હદીસ ઉપરથી નીકળેલો છે ' ખુદાના મકબુલ બંદાઓ માટે મોત એ ખુદાને મળવાનો ખાસ ખુશીનો વખત છે. ખુદાના આશકો માટે આથી વધુ ઉરૂસી-ખુશી બીજી શી હોઇ શકે ?" ઉરસ કરવા વિશે ઉમદા હકીકત હાજી સાહેબે એ કિતાબમા લખેલી છે.

એટલે હીંદુસ્તાનમાં છસો વરસથી આવા ઉરસો થાય છે તેના ચોખ્ખા પુરાવા કિતાબોમાં મોજુદ છે *

ભાઇઓ એટલું તો સમજે છે કે બુજુર્ગોના ઉરસો ભરાય છે તેમાં હજારો માણસો ભેગા થાય છે. કેટલાક કુરાન શરીફ પઢે છે અને પઢાવે છે, કેટલાક વાએઝના જલસા કરાવે છે, કેટલાક મોલુદ શરીફની મજલિસો કરે છે અને કેટલાક ગરીબો અને મિસ્કીનોને ખેરાત કરે છે એટલે એમાં સવાબના ઘણા કામો થાય છે. વળી બુજુર્ગના મઝાર પર જવાથી તેમના તબલીગના કામને જોર દેવાની ખાહેશ થાય છે અને એવા મ્હાન બુજુર્ગ પણ છેવટે ઉઠી ગયા એ જોઇ માણસને ઇબરત થાય છે અને મોત યાદ આવે છે. આવા દીની ફાયદા સાથે તે વખતે લોકોનો જબરો જમાવ થવાથી વેપારના કામને પણ ઘણીજ મદદ મળે છે ભાઇઓ દર વરસે ત્યાં મોટા જથામાં ભેગા થાય છે તેથી ઇસ્લામી સગઠન પણ કાયમ રહે છે. વળી ત્યાં ઘણી તબલીગી બાબતોના મશવરા પણ થાય છે જેમાં ઇસ્લામના ફાયદાની વાતો શોધી કહાડવામા આવે છે જુદા જુદા જીલ્લાના હજારો માણસો ત્યા ભેગા થતા હોવાથી દેશમા ચાલતી ચળવળોથી પણ સારી રીતે વાકેફ થવાય છે હજારો રૂપીઆ ખરચતાં અને મેહમાનદારીની જબરી તકલીફ ઉપાડી લોકોની ખુશામતો કરવા

*હાલતો રાજા, નવાબ, ઠાકોર, દરબાર વિગેરે જેવા સંસારી મોટા માણસોના જન્મ દીવસ અને ગાદીના દિવાસની પણ ઉજવણી અને ઉત્સવ કરવામાં આવે છે તો પછી આ દીની શહેનશાહ જેમની રૈયતની સંખ્યા કરોડોની છે તેમના દીવસની ઉજવણી કરવામાં શુ વાંધો છે ?

છતાં પણ જેટલાં લોકો ભેગા ન થાય તેટલા આ ઉર્સોમાં પોતાની મેળે ખુશીથી ભેગા થાય છે. એટલે આ જલસા કોન્ફરન્સોની ગરજ સારે છે અને તે પણ વગર મેહનતે પોતાની મેળે સહેલાઇથી થાય છે. ભાઇઓને મોટો જમાવ એ એકસંપી અને ઇખ્લાસની નિશાની છે અને બીજાઓ ઉપર તેની જબરી અસર થાય છે. આવા મોકા દર સાલ વગર ખરચે અને વગર મેહનતે ભાઇઓના હાથ આવે છે જેથી તબલીગ માટે લોકોના મનમાં હમદરદી અને જોશ તાજો રહે છે. ઇસ્લામી ભાઇચારો એ અલ્લાહની રસ્સી છે અને તેનેજ મજબુત પકડવાની છે. અનેક બુઝુર્ગોએ પોતાની જીંદગીઓ તેની પાછળ ખતમ કરી નાખી છે અને પોતાના જાનોની કુરબાનીઓ કરી છે માટે તે તરફ ખાસ ધ્યાન આપવાનુ છે. આવા ઉરસ જેને બીજા ભાઇઓ ઉત્સવ, ઉજવણી કે જયંતી કહે છે તેમાં ઘણા ફાયદા હોવાનું એ લોકેને પણ જણાયુ છે અને તેથીજ તેમણે દાદાભાઇ જયંતી, તીલક જયંતી, બુધ્ધ જયંતી, મહાવીર જયંતી, દયાનંદ ઉત્સવ વિગેરે ઉજવણીઓ કરવા માંડી છે. મતલબ કે ઉરસો એ ભાઇઓને એક જથામાં સંગઠનના રૂપમા કાયમ રાખવાનું એક મજબુત ધોરણ છે. ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોય એમ દરેક કામમાં બુરાઇ તો થોડી ઘણી હોય છે તો નાની નાની બુરાઇઓની ખાતર મોટા તબલીગી ફાયદાએને ફટકો લગાવવો એમાં તબલીગનેજ નુકશાન છે. માટે ભાઇઓએ ઉંડો વિચાર કરીને જે બાબતથી તબલીગના કામને મજબુતી મળે તેવી કોશીશ કરવી જોઇએ અને ઇસ્લામની હદમાં રહીને ઉરસો જારી રાખવા જોઇએ કે સંગઠન વિખરાઇ જવા પામે નહીં. જો સંગઠન વિખરાઇ જશે તો તબલીગના કામને જબરો

ધોકો પહોંચશે. તબલીગના માટે સંગઠનની ઘણી જરૂર છે અને તે મહાન ખ્વાજા સાહેબે આઠસો વરસથી કાયમ કરી દીધું છે જેમાં લાખો માણસો શામિલ થઈ દિલના મજબુતી કરી રહયા છે.

# ખ્વાજા સાહેબનો તબલીગી સિલસિલો.

## એક અજબનું સંગઠન.

આવા દીની શહેનશાહ જેમણે ઇસ્લામની બેહદ ખીદમત કરી લોકોને જબરો ફાયદો પહોંચાડયો છે તે હીંદલ વલી ગણાય એમાં જરાએ શક નથી. પોતાનું આ તબલીગનું મહાન કાર્ય ચાલુ રાખવા તેમણે એક સારો સિલસિલો જમાવ્યો અને હઝરત કુતબુદ્દીન સાહેબને પોતાના વડા ખલીફા મુકરર કર્યા. વળી તેમની પછી પણ એ સિલસિલાનું કામ સારૂં ચાલે તે માટે બાવા ફરીદ શકરગંજ સાહેબને પસંદ કર્યા અને તે બંને મહાન પુરૂષોએ તેમને પોતાની જગાએ કાયમ કરી હીંદલ વલીના નાયબનો દરજ્જો આપ્યો અને ફરમાવ્યું કે બાવા ફરીદ એક એવા સખ્સ થશે કે જેમનાથી ચારે તરફ તૌહીદની રોશની ફેલાસે અને તબલીગનું કામ ઘણું જોર પર ચાલશે. તેઓ સાહેબનું આ કહેવું ખરૂ પડયું કારણકે બાવા ફરીદ સાહેબે તબલીગનું કામ એવી તો ઉમદા રીતે કર્યું કે આખા હીંદુસ્તાન અને ચીનમાં લાખો લોકો ઇસ્લામમાં આવી ગયા. તેમણે હઝરત અલાઉદ્દીન અલી અહમદ સાબિર સાહેબ તથા નિઝામુદીન મેહબુબે ઇલાહી સાહેબને પોતાના ખલીફા મુકરર કર્યા અને તેમની મારફત

તબલીગનું ઉમદા કામ કરાવ્યું હઝરત અલાઉદ્દીન સાબિર સાહેબે પીરાન કલીયરમાં અને હઝરત નિઝામુદ્દીન સાહેબે દીલ્લીમાં મુકામ કર્યો અને લાખો લોકોને હિદાયત કરી કહે છે કે હઝરત બાવા ફરીદ સાહેબની હિદાયતથી નવ લાખ માણસો ઇસ્લામમા આવ્યા છે.

હઝરત અલાઉદ્દીન સાબિર સાહેબ તથા મેહબુબે ઇલ્લા સાહેબે પણ તબલીગ માટે એટલીજ મેહનત કરી છે. તે કામ માટે હઝરત અલાઉદ્દીન સાબિર સાહેબે "સાબિરિયાં" સિલસિલો કાયમ કર્યો અને નિઝામુદ્દીન સાહેબે "નિઝામિયા" સિલસિલો કાયમ કર્યો આ બંને સિલસિલાઓએ તુબલીગનું એવું તો ઉમદા કામ કર્યું કે જેથી લાખો માણસોને હિદાયત થઇ ગઇ. અને તેની સાબિતી માટે આજે પણ લાખો માણસો એ બંને સિલસિલાઓમા મોજુદ છે. હઝરત બાવા ફરીદ આ બંને સિલસિલાઓના પેશવા થય છે અને હઝરત ખ્વાજા સાહેબ તેમના પણ પેશવા થાય છે એટલે ખ્વાજા સાહેબ બને સિલસિલા વાળાઓના મોટા પીર છે. આ હિસાબે ખ્વાજા સાહેબના (ચિશ્તી) સિલસિલાનું એક જબરૂ સગઠન હાલ કાયમ છે. મુબઇ ઇલાકો, મદરાસ ઇલાકો, પંજાબ ઇલાકો, બગાલ ઇલાકો, સુંયુકત પ્રાંત (યુ. પી.), મધ્ય પ્રાંત, દેશી રાજ્યો વિગેરે આખા હીંદુસ્તાનમા તેમજ અરબસ્તાન, ઇરાન, અફ્ગાનિસ્તાન, આફ્રિકા, બરમા, ચીન વિગેરે દેશોમાં થઇને તેમના સિલસિલાના કરોડો માણસો હાલ મોજુદ છે. આવા કરોડો માણસોનું જબરૂં સગઠન જે સાતસો વરસની જાનતોડ મેહનતનુ ફળ છે અને એક જબરા ભાઇચારા રૂપ છે તેની તાકત કેવી હોવી જોઇએ તેનો વિચાર કરવાનો છે. આવુ જબરૂં સંગઠન મોજુદ છે તો પછી

તેનીજ તરફ વધારે ધ્યાન આપવું જોઇએ કે તે એથી પણ વધુ મજબુત બને. કરોડો રૂપીઆ ખરચતાં ન બની શકે તેવું આ સંગઠન હાલ મોજુદ છે તેની તરફ ધ્યાન નહી આપતા બીજુ નવું સગઠન કાયમ કરવા કોશીશો થશે અને આ કામ પઇસાથી ઉઘરાવીને કરવામાં આવશે તો કરોડો રૂપીઆ બરબાદ જશે કારણકે આ બુજુર્ગો જેટલી મહેનત કોઇથી થઇ શકવાની નથી અને છેવટે તરતમાંજ તે પડી ભાગશે માટે નવાંનો ધખારો નહીં રાખતાં તે મહાન પુરૂષોની મેહનતનુજ જે જુનુ સગઠન છે તેના તરફ વધારે ધ્યાન આપવુ જોઇએ કે તેમની પાક અરવાહો ખુશ થાય અને તેમણે જે ઇચ્છાથી આ તબલીગનુ કામ જમાવ્યુ છે તે સારી રીતે પાર પડે. આ મહાન પુરૂષો ખુદાના મકબુલ બંદા હતા અને તેમણે કશ્ફ (દીવ્ય દ્રષ્ટી) થી આ સંગઠન જમાવેલુ છે એટલે તે કામ તેમણે ખાસ ખુદાના બતાવ્યા પ્રમાણે કરેલું છે. હાલ એવી નજર પેદા કરી કોઇથી તેમના જેટલી મહેનત થઇ શકે એમ નથી. એક જુવાન માણસને ઝેર દઇને મારી નાખવો અને એક પેદા થનાર બાળક ઉપર પોતાનુ ભવિષ્ય બાંધવુ એ જેવુ કામ છે તેવુંજ આ નવા સગઠનનું કામ છે માટે ઉંડો વિચાર કરીને ચાલવાનુ છે.

ખ્વાજા સાહેબનુ સંગઠન તો એવુ છે કે તે કદી તુટવાનુ નથી કારણ કે તેમણે તે મહાન હઝરત પયગમ્બરના ફરમાનથી જમાવેલું છે અને તેમાં તેમની ગેબી મદદ છે. આવુ હોવાથીજ હાલ આ ચિશ્તી સિલસિલો જોર પર છે. ઘણાએ લોકોએ તેને તોડવા કોશીશો કરી પણ કોઇ ફાવી શકયું નથી. કારણ કે ખ્વાજા સાહેબને તેનો ખાસ ખીયાલ છે. હાલ આ કામ કરવા માટે સેંકડો

ખનકાહો એ સિલસિલાની કાયમ છે અને તે બધી ઈસ્લામી મિશનની સંસ્થાઓ તરીકે છે. આવા ઉપયોગી બંધારણને તોડવા માટે તે સિલસિલાના મશાયખોની બેહદ બુરાઈઓ કરવામાં આવે છે તેમાં પણ ઉંડો ભેદ સમાએલો છે જે વખત જતા પોતાની મેળે ભાઈઓને માલમ પડી આવશે હરીફોને જો કોઈની પણ દેહશત હોય તો તે આ મશાયખોનીજ છે કારણ કે તેમના બંધારણ આગળ તેમનુ કાંઈ પણ ચાલતું નથી. તેમના મુકાબલામા હરીફો ઉઘાડા પડીને કામ કરે એવા તેમના સંજોગો નથી કારણ કે ચિસ્તી મશાયખો તેમનાથી જરા પણ દબતા નથી બલકે આવી હરીફાઈમા હંમેશા શાંતી અને હીંમતથી કામ કરે જાય છે. તેમને નફરતની પરવા નથી. તેમને તો ખ્વાજા સાહેબના તબલીગી સિલસિલાને વધારવો એજ કામ છે. તેમની મેહનત અને ખ્વાજા સાહેબની મદદ એ બંને એવી ચીજો છે કે જેથી એ સંગઠન વધુને વધુજ મજબુત થતું જાય છે.

હાજી ઈમદાદુલ્લાહ સાહેબ જે મવલાના રશીદ આહમદ સાહેબ ગંગોહી, મવલાના મોહમદ કાસમ સાહેબ નાનોતવી ( દેવબંદનો મદરસો કાયમ કરનાર ), અને મવલાના અશરફ અલી સાહેબ થાનવી વિગેરેના પીર હતા તેમણે પોતાની કિતાબ "શમાએમે ઈમદાદીઆ" માં ૧૩૩ મા પાને લખ્યુ છે કે "જ્યારે હું પહેલો મક્કે પહોંચ્યો તો મને ત્યાં એટલી બધી પઈસાની તંગી થઈ પડી કે ભુખે મરવાનો વખત આવ્યો મે કહ્યુ કે યા ખુદા, મારામાં ઈમતેહાન–કસોટીની તાકત નથી. તેટલામાં મેં ખ્વાજા સાહેબને જોયા. તેઓ સાહેબે મને ફરમાવ્યું કે તમારા હાથે લાખો રૂપીઆનો ખરચ થશે. મેં અરજ કરી કે મારામાં એવા ભારે કામ કરવાની

તાકાત નથી તો પોતે ફરમાવ્યું કે તમારૂં કામ કદી પણ અટકશે નહીં. આ ફરમાવ્યા પછી મને મહીને દિવસે સો રૂપીઆ ખરચના ખુદા પોતાના રેહમતના ખઝાનામાંથી પહોંચાડે છે" વિગેરે હાજી સાહેબે લખેલુ છે. આથી માલુમ પડે છે કે દેવબંદના આલીમોના મોટા પેશુવાને પણ જનાબ ખ્વાજા સાહેબે આજથી ત્રીસ ચળીસ વરસ ઉપર આ પ્રમાણે મદદ કરેલી છે જે તેમના કિતાબમા ચોખ્ખુ જણાવેલું છે. આથી સાફ જણાય છે કે ખ્વાજા સાહેબ હાલ પણુ મદદ કરી શકે છે એટલી તેમનામાં તાકત છે. જ્યારે તેઓ મદદ કરી શકે છે તો પછી મશાયખોને બીવાનુ શું છે. ખ્વાજા સાહેબ રસુલે પાકના નાયબ છે અને આ કામ રસુલે પકેજ તેમને સોંપલું છે એટલે ખુદા તેમને મદદ કરે છે અને આવી ગેબી મદદથીજ આ કામ ચાલી રહ્યું છે.

---

# તબલીગનું મુખ્ય મથક.

---

## અજમેર શરીફ.

ખ્વાજા સાહેબે મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦ વ૦ સ૦) ના નાયબ તરીકે અહીં આવી પૃથ્વીરાજની જબરી સલતનત બાદશાહ શાહાબુદ્દીન ઘોરીને ખુદા આગળ દુવા કરી સોંપાવી દીધી ત્યારથી તમામ બાદશાહો તેમની ગુલામી કરતા આવ્યા છે. અકબર, શાહજહાન, આલમગીર જેવા પણ તેમને પોતાના ખાસ મદદગાર તરીકે હમેશાં માનતા આવ્યા છે. જ્યારે આવા શાહી દરજા વાળા

બાદશાહો તેમની મદદ માગતા હતા તો પછી તેમના તાબાના બીજા રાજકર્તાઓ ખ્વાજા સાહેબને માને એમા શુ નવાઇ. આજ પણ ખ્વાજા સાહેબનો તેટલોજ દરજ્જો છે. હાલના શહેનશાહ જ્યોર્જ ના રાણી પણ ત્યાં આવી ગયા છે. અને મોટા મોટા વાઇસરાય જેવા શહેનશાહના જાનશીન–પ્રતિનિધી પણ ત્યા હાજર થવામાં ઘણો અનંદ માને છે. વળી હાલના નિઝામ સરકાર જેમની રિયાસતમાં હાલ મોટા મોટા આલીમો મોજુદ છે તેઓ પણ ત્યાં જાય છે અને દરગાહ શરીફને બાર મહીને એક મોટી રકમ ભેટ આપે છે. વળી તેમણે તબલીગી હેતુથી ખ્વાજા સાહેબની દરગાહ શરીફમાં એક મોટો દરવાજો બનાવી આપી ત્યા પોતાના તરફથી એક નકારખાનુ (ટીકાર ખાનું) પણ કાયમ કરી દીધુ છે

આ પ્રમાણે ખ્વાજા સાહેબની હુકમત મોટા મોટા રાજકર્તાઓ ઉપર પણ ચાલી રહી છે. આ બધુ જોઇને લૉર્ડ કરઝન જેવા એક મોટા કાબેલ અમલદારે પણ લખ્યું છે કે હીંદુસ્તાનમાં ખ્વાજાની કબર રાજ કરી રહી છે. હીદુસ્તાનમાં ખ્વાજા સાહેબનીજ દીની સરદારી હોવાના આવા ઉઘાડા પુરાવા છે. આથીજ અજમેર શરીફ ઇસ્લામીઓ માટે એક ફખરની જગા છે. આજ પણ હઝારો લોકો તેમની કરામતના ફૈઝથી ફાયદો ઉઠાવી રહ્યા છે. હીંદુસ્તાનમાં બુઝુર્ગીના હિસાબે આ જગા સઉ કરતાં મોટી છે. હાલ પણ સરકાર તરફથી હજારો રૂપીઆની જાગીર તેના ખાતે પળે છે. એ જગાની ખિદમત કરવા માટે હાલ લગભગ બારસો જેટલા મુજાવરોના મકાનો છે જેમનું તમામ ખરચ ખ્વાજા સાહેબની કરામતથીજ પુરૂં પડે છે. આવો શહેનશાહી દરબાર મુસલમાનોને ખુદાએ આપ્યો છે તો

મુસલમાનોએ તેને માટે ખુદાનો ઉપકાર માનવાનો છે.x આવું એક અગત્યનું દીની તબલીગનું મથક મુસલમાનોના હાથમાં કાયમ છે તો ઇસ્લામની જાહોજલાલી મોજુદ છે નહી તો દીલ્હીની ઇસ્લામી સલ્તનત જેના વડે તબલીગનું કામ થતુ હતુ તે તો હવે મટી ગઇ છે. હવે તો ઇસ્લામીઓ આ જગાનેજ પોતાની ઇસ્લામી સલતનતના ખરા પાયા તરીકે માની રહ્યા છે. લાખો માણસો ત્યાં આવે છે અને ફાયદો ઉઠાવે છે. ગમે તેટલી સરદી હોય, ગમે તેટલી ગરમી હોય કે ગમે તેટલો વરસાદ હોય પણ ત્યા આવનારાંઓની સંખ્યામાં કોઇ પણ જાતની કમી થતી નથી. પઇસા ખરચે છે, અને તકલીફ વેઠે છે પણ ત્યાં હાજર તો થાય છેજ. કોઇ પણ તાકાત તેમને ત્યાં જવા રોકી શકતી નથી. ટુકામાં ખ્વાજા સાહેબ માટે જાન દેવા હજારો લોકો તૈયાર છે. છેલ્લા હુલ્લડ વખતે જ્યારે દરગાહ શરીફના છેક બહારના દરવાજા ઉપર કોઇની ગોળી વાગી હતી તો આખી ઇસ્લામી આલમ ખળભળી ઉઠી હતી અને સહેજમાં હીંદમાં જબરો ફિસાદ ઉભો થતો બચી ગયો હતો. કરોડો માણસો જે જગા ઉપર કુરબાન થવા તૈયાર હોય તો તે જગા ઇસ્લામી જુસ્સો કાયમ રાખવા માટે કેટલી જરૂરની છે તેનો વિચાર કરવાનો છે. આવી એક ઉમદા જગાને લોકો શરાફત વાળી સમજે અને તેને "શરીફ" શબ્દ લગાડે એ કુદરતી છે. અને ખ્વાજા સાહેબના તુફેલથી તેને મળેલી બુઝુર્ગીને લીધે લોકો તેને "અજમેર શરીફ" કહી રહયા છે.

---

xઆ શહેનશાહી દરબાર જોઇને મોટા મોટા માણસો પણ અંજાઇ જાય છે અને હેરતમાં આવી જાય છે.

જનાબ હાજી ઇમદાદુલ્લાહ સાહેબ જે ખ્વાજા સાહેબને ઘણાજ માનતા હતા અને ખ્વાજા સાહેબના સિલસિલામાં મુરીદ હોવાથી પોતાને હમેશાં 'ચિશ્તી સાબિરી" લખતા હતા તેઓ પણ પોતાને અજમેર માટે ઘણો ખીયાલ હોવાથી તેને અજમેર નહીં કહેતાં "અજમેર શરીફ" કહેતા હતા. આ વિશે ઉલ્લેખ કરતાં તેમણે પોતાની "શમાએમે ઇમદાદીઆ" કિતાબના ૧૩૦ માં પાને લખ્યું છે કે "એક માણસે અજમેરને અજમેર શરીફ કહયુ તો બીજાએ કહયું કે અજમેર એ અજમેર છે. "શરીફ" શાનું થઇ ગયું. તો પેલાએ જવાબ આપ્યો કે તમારો મિઝાજ કોઇ પુછે અને કહે કે "આપકા મિઝાજ શરીફ" તો તમે ખુશ થાઓ છો અને તેમ કહેવાથી મના નથી કરતા તો પછી અજમેરને ખુદાના સાચા આશકને લીધે જે શરાફત (બુઝુર્ગી) મળી છે તેનાથી શા માટે ઇનકાર કરો છો ! " વિગેરે હાજી સાહેબે લખેલું છે.

આ ઉપરથી સાબિત થાય છે કે જે જે બુઝુર્ગો થઇ ગયા છે તે સઉ અજમેરની શરાફત કબુલ કરી ગયા છે કારણકે તે જગા મહાન પયગમ્બર (સ૦)ના ખાસ નાયબની છે જેમણે તે જગાએ તૌહીદની કંદીલ રોશન કરી આખા હીંદુસ્તાનને મુનવ્વર (પ્રકાશિત) કરી નાખ્યું છે. આ જગાને શરાફતવાળી સમજીનેજ ઇસ્લામી બાદશાહોએ તેના તરફ વધારે ખીયાલ રાખ્યો છે. અને ત્યાં લાખો રૂપીઆ ખરચ્યા છે. હાલ આ જગાની શાન એવી છે કે મોટા મોટા કરોડ પતી જોઇને હેરત પામી જાય છે. અને ખરી ફકીરીમાંજ

શહેનશાહી છે એમ કબુલ કરી લે છે.* ખ્વાજા સાહેબ ઇસ્લામના સાચા ફકીર હતા અને સાચા ફકીર તરીકેજ તેમણે અજમેર શરીફમાં તૌહીદનું બીજ રોપી તેને ખુદાની વેહદાનિયતનું સઉથી પહેલું સેન્ટર (મથક) બનાવ્યું છે. પહેલું સેન્ટર એજ જડ કહેવાય છે તો જ્યાં તૌહીદની જડ સઉથી પહેલી નખાત આવી હોય તે જગા શરાફતવાળી ગણાય એમાં નવાઈ જેવું શું છે. ? જો આ જગા ખુદા તરફથી તૌહીદના સેન્ટર તરીકે નીમાઈ ન હોત તો ખ્વાજા સાહેબના પવિત્ર હાથે તેની જડ ત્યાં નાખતા નહીં પણ ખુદાની કુદરત ન્યારી છે. તે જેને ચાહે તેને ઇજ્જત દઇ શકે છે. એમાં શંકા કરવા જેવું કાંઇ છેજ નહીં.

આ ખુદાના સાચા મેહબુબ મહાન પયગમ્બર (સ૦)ના રૂહાની ફરમાનથી તેમના નાયબ તરીકે હીંદુસ્તાનની શહેનશાહત–વિલાયતની સાચી સનદ મેળવી તૌહીદની મશાલ લઇને અહીં આવ્યા અને તેમણે બળવાન હરીફોના મુકાબલામાં જીવના જોખમે તબલીગનું કામ કરી ભાઇઓને કુફ્રના અંધારાવાળા ઉંડા કાતરમાંથી ખેંચી કહાડી ખુદાની ખરી રોશનીમાં લાવી જન્નતના હકદાર બનાવ્યા હોય તો તે બુઝુર્ગનો ભાઇઓ ઉપર કેટલો બધો ઉપકાર હોય તેનો વિચાર કરવાનો છે. તેમણે જે એહસાન કર્યું છે તેનો બદલો એહસાનથી વાળવાળાને બદલે જો તેમનાથી બેપરવાઇ કરવામાં આવે અને

---

*પોતાની જીંદગીમાં ફકીરી કરી ચાંદી સોનાને લાત મારી તો આજે તેમની દરગાહ શરીફ ઉપર જ્યાં જુવો ત્યાં ચાંદી સોનું નિસાર થઇ રહયું. છે.

તેમને ફાતેહા જેવી વગર મહેનતની સહેલી ચીજથી પણ યાદ કરવામાં ન આવે તો આપણા ઉપર તેમણે કરેલા મહાન એહસાનનો એક નજીવો બદલો વાળવામાં પણ આપણે કેવા બેપરવા છીએ તેનો ખુદા ખીયાલ કર્યા વગર રહે નહી. માટે દરેક ભાઇની ફરજ છે કે એહસનનો બદલો એહસાનથી વાળવો જોઇએ. ખુદા સઉ ભાઇઓને ખ્વાજા સાહેબની આથી પણ વધુ મોહબત આપે કે તબલીગનુ કામ જોર પર ચાલે અને મહાન હઝરત પયગમ્બર (સ૦)ની દીલી ખાહેશ બર આવે. આમીન.

---

# છેવટ.

---

મહાન પુરૂષોની યાદગારી માટે ના. ગાયકવાડ મહારાજે વડોદરામાં તા. ૧૫-૧૨-૨૫ ના રોજ કીર્તિ મંદીરની સ્થાપના કરતી વખતે પોતાના ભાષણમાં કહ્યું હતું કે 'જગતમાં ભારેમાં ભારે શકતી માનવ જાતનું વધારેમાં વધારે શાશ્વત બળ કયુ હશે તેનો વિચાર કરીએ તો આપણને જણાશે કે મહાન પુરૂષોના પ્રભાવ સરખી ભારે શકતી, તેના સરખું ચીરંજીવ (જાયુનું) બળ બીજું છેજ નહીં. કદાચ આવા મહાન પુરૂષોનાં નામ વિસારે પડવાનો પ્રસંગ આવે, પરંતુ તેમની અસર ભુંસાઇ ન જતાં તે એક હૃદય (દીલ) ઉપરથી બીજા હૃદય ઉપર, એક પેઢી ઉપરથી બીજી પેઢી ઉપર, કાયમને માટે

પડી રહે છે, અને આમ ધીમે ધીમે આવા મહાન પુરૂષોની અસર એક સતત વહેતા પ્રવાહની માફક આખી માનવ જાત ઉપર ફેલાય છે. કુદરતના ફેરફારોમાં સઘળી વસ્તુઓ અંતે નાશ પામે છે, પરંતુ આવા મહાન પુરૂષોના ચરિત્રને કુદરતના ફેરફારો જરા પણ સ્પર્શ (અસર) કરી શકતા નથી. આમ આપણને સુખનો અને શાંતીનો માર્ગ બતાવનારા પુજનીય પુરૂષોને આપણે જેટલું માન આપીએ એટલું ઓછું છે તેમને આપણે હર હમેશ સ્મરણમાં રાખવા જોઇએ. તેમના સ્મરણ ચિન્હો જરૂર આપણને વધારે અને વધારે ઉંચી ભાવનાઓ ( ઉમેદો ) સિધ્ધ કરવાનું બળ આપશે" વિગેરે મહારાજા સાહેબે ભાષણમાં કહેલુ છે * એક કેળવાએલા, બાહોશ. અને પાકટ અનુભવ વાળા રાજકર્તા મહા પુરૂષોની યાદગારી કાયમ રાખવા માટે આવા વિચાર ધરાવે છે તો તેવી યાદગારી કેવી જરૂરની ચીજ છે તે ભાઇઓએ જાણી લેવું જોઇએ. આમાં આવી ખુબીઓ સમાએલી હોવાથીજ બુજર્ગોએ ઉરસ જેવી યાદગાર કાયમ કરેલી છે કે લોકો હમેશાં ફાયદો મેળવતા રહે

---

* સયાજી વિજય તા. ૨૧-૧-૨૬.



# દાવતી મંડળ.



ઉપલા નામની એક મોટી જમાઆત અમારા ત્યાં કાયમ છે અને તે હુમેશાં લોકોને દાવત દેવાનું કામ કરે છે. તેમાં લગભગ ત્રણસોથી વધારે માણસો છે. આટલા બધા માણસો શોધી કહાડી તેમને દાવતના કામ માટે મોટા ખરચે તૈયાર કરવા એ ખુદાતઆલાની મહેરબાની વગર બની શકે નહીં. આટલા બધા માણસો અમારા ત્યાં કામ કરે છે તોપણ અમે કોઈ ભાઈને તેમના માટે આજ સુધી પઇસા સંબંધી જરા પણ તકલીફ આપી નથી. કોઈ ભાઇ ઘેર બેઠા ખુશીથી કાંઇ મોકલી આપે છે તો તે કબુલ કરી તે મંડળને હવાલે કરવામાં આવે છે. આ મંડળ ઘણું ઉપયોગી કામ કરતું હોવાથી તેને હજુ પણ વધારવા કોશીશ જારી છે.

હાલ મુકામ }<br>સુરત. હરીપુરા }

ગરીબ ફકીર<br>લી૦ મોટામીયાં.

# તાલીમે ઈલ્મે દાવત.

ખુદાના જ્ઞાનની દાવત કેવી રીતે આપવી તે વિશેની તાલીમના એક બીજી સંસ્થા અમારા ત્યા કાયમ છે. તે શાંતીથી કામ કરી રહી છે અને દાવતનો ઈલ્મ શીખવાડી સારા દાઈઓ તૈયાર કરે છે. તેમાં હાલ દાવતના અસલ ધોરણ પ્રમાણે ઘણા માણુસો તાલીમ લઈ રહયા છે. તેના નિભાવ માટે ખુદા ઉપર ભરોસો રાખી કામ કરવામાં આવે છે જેથી તેનું ગુજરાન ગમે તેમ પણ થએ જાય છે. જેમ જેમ તેમા માણસો તૈયાર થાય છે, તેમ તેમ તેમને દાવતના કામે લગાડવામા આવે છે. તેને માટે કોઇ ભાઈ ખુશીથી ઘેર બેઠા કાંઈ મોકલે છે તો તે કબુલ કરવામાં આવે છે અને તે મડંળના તાલીમી ખાતાને મોકલી આપવામાં આવે છે.

હાલ મુકામ<br>સુરત.<br>હરીપુરા.

ગરીબ ફકીર

લી૦ મોટામીયાં.

## દાવતની એક નમુનેદાર કીતાબ.

## શાહ કાયમુદ્દીન ચીશતીની

# નુરે રોશન.

શરેહ સાથ છપાઈ બહાર પડી ચુકી છે. ૬૩૨ પૃષ્ઠનું દળદાર પુસ્તક છે. ગ્લેઝ કાગળ. પાકું પુઠું. ચડતા પુંઠાવાળી નકલના રૂા. ૫) છે અને ઉતરતા પુંઠાવાળીના રૂા. ૩) છે. વી. પી. ખરચ દશ આના જુદું.

---

ગણત્રીનીજ કોપીઓ નીકળી છે વાસ્તે જેને જોઈતી હોય તેણે નીચેને શરનામે લખવું.

---

મુ૦ સુરત. લી૦ સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી
હરીપુરા. ઝુલ્ફીકાર ઑફીસ.